# હઝરત પીર ઇમામુદ્દીન ઉર્ફે (ઇમામ શાહ બાવા) નું જીવન ચરિત્ર

## પ્રસતાવના

હઝરત પીર ઈમામ શાહ બાવા (રહમતુલ્લાહ અલયહ) ની દરગાહ ના વહીવટ માટે ૧૯૩૯ માં કોર્ટે દ્વારા એક ટ્રસ્ટ ની રચના કરવામાં આવી છે. જેનું નામ ઈમામ શાહ બાવા રોજા સંસ્થા ટ્રસ્ટ છે. જેમાં ત્રણ સૈયદ એટલે કે ઈમામ શાહ બાવા ના વંશજો અને ૭ સતપંથી ટ્રસ્ટી તરીકે ચુંટાય છે. આ ટ્રસ્ટ નું ચેરમેન પદ કાકા ભોગવે છે. કાકા આ દરગાહ ના વહીવટકર્તા છે. વર્તમાન કાકા દ્વારા ઈમામ શાહ બાવા ની વિચારસણી અને બંધારણનો વારંવાર ભંગ કરી આ દરગાહ નું સ્વરૂપ બદલવાનો પ્રયાસ કર્યો છે. ઈતિહાસ ને વિકૃત રીતે લોકો સમક્ષ રજુ કરવામાં આવે છે. ઈમામ શાહ બાવા ને મહારાજ અને તેમની દરગાહ ને મંદિર તરીકે પ્રસ્થાપિક કરવાનો એક સુનિયોજીત પ્રયાસ થઈ રહ્યો છે. દરગાહ પર આવનાર શ્રધ્ધાળુઓને ઈમામ શાહ બાવા ના બદલે ઈમામ શાહ માહારાજ ની જય બોલવાનું કહેવામાં આવે છે તે મોટુ પાપ છે. ઉપરાંત ઘણીવાર આપેલ દાનની પહોંચ પણ આપવામાં આવતી નથી જેના કારણે દાનની આવક નો દુરઉપયોગ થાય છે. આ બાબતે જાહેર જનતા સમક્ષ યોગ્ય માહિતી પહોંચડવાના પ્રયાસરૂપે આ પુસ્તક પ્રકાશિત કરવામાં આવ્યું છે.

આ જીવન ચરિત્ર એ વિવિધ સંદર્ભગ્રંથો ની માહિતી નું સંકલન છે. આ બાબતે અનેક સંદર્ભ ગ્રંથો ઉપલબ્ધ છે. પરંતુ મોટાભાગે આ પુસ્તકની માહિતી નીચે દર્શાવેલ પુસ્તકો પરથી લેવામાં આવી છે.

**(૧) સત પંથ શાસ્ત્ર (૨) તવારીખે પીર (૩) ગુજરાતના ઔલિયાઓ**

**: પ્રમુખ :**

**ઇમામશાહી સાદાત કમિટી, પીરાણા**

### હઝરત પીર ઇમામુદ્દીન ઉર્ફે (ઇમામ શાહ બાવા) કુફ્રે શિકન ઇરાકી અલ હુસૈની (રહમતુલ્લાહ અલયહ)

હઝરત પીર ઈમામુદ્દીન ઉર્ફે ઈમામ શાહ બાવાનો જન્મ તારીખ : ૨૭ મી માહે રબીઉસ્સાની અને હિજરી સન ૮૫૬ માં પંજાબ ઈલાકા ના ઉચ કસ્બામાં થયો હતો. લોકો તેમને ઈમામ કહી બોલાવતા હતા તેથી કરીને તેમનું નામ ઈમામ શાહ બાવા પડી ગયુ.

હઝરત પીર ઈમામ શાહ બાવા ના જન્મ પછી તેમના માતુશ્રીએ તેમને સાફ કપડા પહેરાવી તેમના પિતાશ્રી હઝરત હસન કબીરૂદ્દીન સાહેબની ગોદમાં આપ્યા. હઝરત કબીરૂદ્દીન સાહેબે ઘણો વ્હાલ કરી જણાવ્યુ કે આ મારો ફરઝન્દ ઘણોજ મહાન બુઝુર્ગ થશે અને તે એક જમાનાનો કુતૂબ હશે જે તમામ ઔલિયાઓનો સરદાર હોય છે. અને તેમની કરામતો હશે જે જાહેરમાં અને બાતીનમાં જાહેર થશે.

હઝરત ઈમામ શાહ બાવા નાના હતા ત્યારથીજ તેમની ઘણી ખરી કરામતો જાહેર થવા લાગી હતી. નાની ઉંમરમાંજ તમામ જાતનું ધાર્મીક જ્ઞાન તેઓ પ્રાપ્ત કરી ચુક્યા હતા. બાર વરસની ઉમરમાં પોતાના પિતાશ્રીના મુરીદ (શિષ્ય) બની તમામ જાતનું જ્ઞાન, કરામત વિગેરેનું ઈલ્મ તેમણે પ્રાપ્ત કરી લીધુ હતુ. ત્યાર પછી તેમના પિતાશ્રીએ હઝર ઈમામુદ્દીન સાહેબને સત્યપંથ પ્રચાર માટે ગુજરાત તરફ રવાના કર્યા. અને જણાવ્યુ કે અસત્યને દૂર કરી દુનિયામાં સત્યનો ફેલાવો કરો. ગુજરાત તરફ રવાના થયા કે થોડાક સમય પછી તેમના પિતાશ્રીએ આ ફાની દુનિયાથી પરદો કર્યો. આ વખતે ઈમામ શાહ બાવા ઉચથી ઘણા દૂર હતા. પરંતુ રૂહાની કરામતથી ઘણો લાંબો રસ્તો કાપી ઉચમાં આવી પહોંચ્યા. તેમના પિતાશ્રીના જનાઝાને લઈને લોકો કબ્રસ્તાન તરફ જતા હતા. તેવામાં હઝરત પીર ઈમામ શાહ બાવા ત્યાં હાજર થયા. અને પોતાના પિતાશ્રીના જનાઝાને રોકી રૂહાની નેઅમત વારસાની માંગણી કરી. આ જોઈ તેમના ભાઇઓ અને બીજા લોકોએ જણાવ્યુ કે આ વખત નેઅમત માંગવાનો નથી. ઈમામુદ્દીન સાહેબે જણાવ્યુ કે મને આજ પ્રમાણે વસીયત છે. વાતચીત પુરી નહોતી થઈ કે તરતજ જનાઝામાં થી હાથ મુબારક બાહર આવ્યો

અને તેમાંની ઘણી ખરી નેઅમતો ઈમામ શાહ બાવાને સુપુર્દ કરી. અને જણાવ્યુ કે આનાથી વધુ નેઅમત તમોને હઝરત જાઅફર સાદિક (રહમતુલ્લાહ અલયહ) ની મુબારક દરગાહ ઊપરથી મળશે કે જેઓ "ઈમામુલ ઈન્સેહી વલ જીન્ન" છે. ત્યાર પછી પિતાશ્રીના જનાઝાને કબ્રસ્તાન તરફ લઈ ગયા અને દફન કર્યા. હઝરત પીર ઈમામુદ્દીન સાહેબ ઉચમાં પિતાશ્રીના વફાત પછી ચાલીસ દિવસ રહી કિરમાન તરફ હઝરત શૈખ ગુલામ મુહમ્મદ (રહમતુલ્લાહ અલયહ) ને મળ્યા. જેઓ હઝરત હસન કબીરૂદ્દીન (રહમતુલ્લાહ અલયહ) ના સાથીદાર હતા. તેમની પાસેથી પણ ઘણુ જ્ઞાન પ્રાપ્ત કર્યુ. ત્યાર પછી હઝરત સૈયદ નૂરશાહ બુઝુર્ગ પાસેથી પણ રૂહાની જ્ઞાન હાસીલ કર્યુ. હઝરત નૂરશાહ (રહમતુલ્લાહ અલયહ) એ જણાવ્યુ કે : મારી આંખોના નૂર તમે તમામ જાતની કરામતોથી ભરપૂર છો. તમને દરેક જાતનું ઈલ્મ છે. બધીજ બાબતો જાણો છો. ઘણી ખરી કરામતો તેમણે બક્ષીસ કરીને જણાવ્યુ કે વધારે ફૈઝ તમારા બાપ-દાદા (વડિલો) ની પવિત્ર દરગાહોથી તમોને મળશે.

હઝરત ઈમામ શાહ બાવા કિરમાનથી મદીના મુનવ્વરા તરફ રવાના થયા. ત્યાં જઈ હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની મઝારે પૂર અનવારની ઝિયારત કરી. અને હઝરત નબી સાહેબ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસેથી રૂહાની ફૈઝ લીધા પછી હઝરત ઈમામ જાઅફર સાદિક (રહમતુલ્લાહ અલયહ) ની દરાગાહની ઝિયારત માટે ગયા અને તેમની પાસેથી બાતીની ઈલ્મ હાંસીલ કરી પાછા ફર્યા. ત્યારે હઝરત ઈમામુદ્દીન કુફ્રે શિકન પોતાને કરામતોથી ભરપૂર જણાયા. અને બેશુમાર કરામતો પોતાના જાતથી જાહરે થવા લાગી. ત્યાર પછી પોતાના માતુશ્રીની સેવામાં ઉચમાં હાજર થયા. થોડોક સમય અહીં રહ્યા પછી હઝરત ઈમામ શાહ બાવાએ ઘણા અનુયાયીઓ તથા પોતાના ખલીફા (શિષ્ય) હઝરત હાઝર બેગ સાથે સતપંથ પ્રચાર્થે ગુજરાત તરફ રવાના થયા. મુસાફરીમાં ઘણાજ માણસો પવિત્ર કલમા થી મુશર્રફ થઈ સતપંથમાં દાખલ થયા.

ગુજરાતમાં પણ સેંકડો વરસો થયા. પોતાના વડીલ હઝરત પીર નૂર સતગુરૂ બાવાએ જેમની દરગાહ નવસારીમાં છે કરેલા સતપંથ પ્રચારની થોડી ઘણી બાકી રહેલી નૂરાની ઝલકને ફરી ઈમામ શાહ બાવાએ તાજી કરી. અને ચારે તરફ સદાએ હક્ક લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રરસૂલુલ્લાહ ફેલાવા લાગી.

ગુજરાતમાં સતપંથ પ્રચાર કરતા કરતા એક "અંટુણા" નામના ગામમાં એક મસ્જિદમાં પોતાનો મુકામ કર્યો. ઘણાખરા નમાઝી માણસોએ પોતાને બેઠેલા જોઈ હેરત પામી જણાવ્યુ તમો મુસલ્માન છો, સૈયદ છો તો પછી તમે અલ્લાહના હુક્મ પ્રમાણે નમાઝો કેમ નથી પઢતા ?

હઝરત ઈમામ શાહ બાવાએ આશ્ચર્યજનક રીતે જણાવ્યુ કે મારી તરફથી તમારી મસ્જિદના મિનારા નમાઝ ગુજારશે. એમ કહી હઝરત ઈમામ શાહ બાવા નમાઝ અદા (પઢવા) કરવા ઉભા થયા. અને નમાઝ પઢવા લાગ્યા. સજદામાં ગયા તો મસ્જિદના મિનારા પણ ઝુકી ગયા. અને સજદો કરવા લાગ્યા. જ્યારે આ અક્કલમાં ન સમાય તેવી જબરદસ્ત કરામત જોઈ તો લોકો હેરાન થઈ ગયા. અને ઘણા માણસો સેવક (મુરીદ) બની ગયા.

આવી જાતની બે મિશાલ કરામતની ચર્ચા સાંભળી ગુજરાતના સુલ્તાન મેહમુદ બેગડાએ હઝર ઈમામ શાહ બાવાને મહેલમાં આવવા આમંત્રણ આપ્યુ.

હઝરત ઈમામ શાહ બાવા મેહમુદ બેગડાના મહેલમાં મહેમાન બન્યા. ત્યારે સુલ્તાને ઈમામ શાહ બાવાને પુછ્યુ આપ સાહેબ કોણ છો ? અને ક્યાંથી આવ્યા છો ? હઝર ઈમામ શાહ બાવાએ જવાબ આપ્યો.

હાશ્મી ખાનદાન હૈ બની ફાતિમા લકબ હૈ,
ઈસ્માઈલ બીન જાઅફર સાદિક કા નસબ હૈ,
જો બાઅદ અઝ મુરતઝા છઠે ઇમામ હૈ,
અર્શે અઝીમ તક રૌશન ઇનકા નામ હૈ,
ઇસ ખાનદાન કે સબ બા કમાલ હૈ,
સૈયદ સદરૂદ્દીન ઉસમેં બે મિષાલ હૈ,
પીર કબીરૂદ્દીન પીશર ઉનકે નેકો હસીન હૈ,
ઉચ્છ શરીફમેં જો હુવે થે ગાદી નશીન,
વોહ વાલિદ હમારે સુએ જન્નત રાહી હુએ,
અબ હમ યહાં આકર મહેમાન આજ શાહી હુએ,
ઇમામ શાહ ઇસ્મ હૈ મેરા અય શાહે ગુજરાત,
મોહબ્બત પંજતનમેં ગુઝર હોતી હૈ અવકાત.

"ભાભારામ સુબોધ ઊપરથી"

*ઊપર જણાવેલ જવાબ સાંભળી સુલ્તાન મેહમુદ બેગડાએ હઝર ઈમામ શાહ બાવાની ઘણીજ ઈજ્જત કરી. અને સુલ્તાને એક શાહી ભોજન સમારંભ યોજ્યો. તેમાં હઝરત ઈમામ શાહ બાવાની પરીક્ષા કરવા મેહમુદ બેગડાએ બિલાડી મારી તેના માંસના કટકા કરી ખાવાનું પકાવેલુ, અને એક ગ્લાસમાં ઝેર ભરી પીવા માટે આગ્રહ કર્યો.*

*સદર ભોજન ઊપર હઝરત ઈમામ શાહ બાવાની પવિત્ર નઝર પડતાજ બિલાડી જીવતી બની ચાલી ગઈ અને ઝેરવાળો પાણીનો ગ્લાસ પોતો પી ગયા.*

*આવી જબરદસ્ત કરામત જોઈ બધાજ દરબારીઓ દંગ બની ગયા, આ સમયે હઝરત ઈમામ શાહ બાવાએ સુલ્તાન મેહમુદ બેડગાને જણાવ્યુ કે અય મેહમુદ ! અબ તૂ "બિગડા" આ સાંભળી સુલ્તાનને ઘણોજ ડર લાગ્યો. અને હઝરત ઈમામ શાહ બાવા પાસે તેણે કરેલા કામની માફી માંગી. હઝર ઈમામ શાહ બાવાએ જણાવ્યુ કે અય સુલ્તાન ! ડર મત તૂ "બિગડા" નહીં બલ્કે "બેગડા" હૈ. ખુદા પાક તને બે ગઢો પર ફતેહ આપશે* **(૧) જુનાગઢ અને (૨) પાવાગઢ.** *આ પવિત્ર શબ્દો સાંભળતાજ મેહમુદ ઘણોજ ખુશ થયો, અને ઘણાખરા નઝરાના અને ભેટ લાવી મુક્યા. જે લેવા ઈમામ શાહ બાવાએ ઈન્કાર કર્યો અને જણાવ્યુ "અય સુલ્તાન ! અમો આવા ફાની ખઝાના કે દુનિયાનાં ચાહકો નથી." ઘણાજ કાલાવાલા, આજીજી કર્યા પછી હઝરત ઈમામ શાહ બાવાએ સુલ્તાન મેહમુદ બેગડાને કહ્યુ : અય સુલ્તાન ! અમોને એક બળદગાડી આપો જેમાં અમે બેસી મુસાફરી કરી શકીએ. સુલ્તાને એક કીમતી બળદગાડી હઝરત ઈમામ શાહ બાવાના ચરણોમાં લાવી અર્પણ કરી.*

*ઈમામ શાહ બાવા હઝરત હાઝરબેગ સાથે આ બળદગાડામાં બેસી અહમદાબાદથી રવાના થયા. અને ગાડી સાબરમતી નદીના કિનારા ઊપર આવી ઉભી રહી. સાબરમતી નદીનું પાણી ઘણાજ પુર જોશથી ચાલી રહ્યુ હતું, એટલે નાવડીવાળાને હઝર ઈમામ શાહ બાવાએ જણાવ્યુ કે અમોને સામા કિનારા ઊપર નદી પાર પહોંચાડી દે. નાવડી હાંકાનર માણસે જણાવ્યુ તમો અહીં ઉભા રહો. થોડાક માણસોને ઉતારી આવું ત્યાર પછી તમોને સામે કિનારે પહોંચાડી આવીશ. હઝરત ઈમામ શાહ બાવાએ જણાવ્યુ : અય નાવીક ! અમોને ઉતાવળ છે તૂ અમોને જલ્દીથી પહોંચાડી દે. નાવીકે જણાવ્યું કે આપને વધારે જલ્દી હોય તો તમો ગાડીમાં તો સવાર છોજ બળદગાડી સાથે તમે જઈ શકો છો.*

નાવીકના આવા મગરૂરી શબ્દો સાંભળતાજ અલ્લાહના મકબૂલ બંદાને ઘણુંજ ખોટુ લાગ્યુ. અને હઝરત હાઝરબેગને જણાવ્યુ કે ખુદા તઆલાનું નામ લઈ નાવીકના જણાવ્યા પ્રમાણે બળદગાડીને પાણીમાં જવા દો. અમારો નિગેહબાન અલ્લાહ પાક છે. હઝરત ઈમામ શાહ બાવાના મુખમાંથી મોતીરૂપી પવિત્ર શબ્દો નિકળતાની સાથેજ બળદગાડીને હાઝરબેગે પાણીમાં હાંકી મુકી. બળદગાડી પાણીમાં જતાની સાથેજ પાણીના બે હિસ્સા થઈ ગયા. અને વચ્ચે જમીન જણાવા લાગી. અને હાઝરબેગે તે રસ્તાથી નદીના કિનારે ગાડી પહોંચાડી દીધી, અને કુદરતી નિયમ પ્રમાણે નદીનું પાણી જેમ હતુ તેમનું તેમ વહેવા લાગ્યુ. હાજારો વર્સો પુર્વ હઝરત મૂસા (અલૈહિસ્સલામ) આજ રીતે દરીયાએ નિલમાં પોતાની કૌમ સાથે ચાલ્યા હતા. અને પાણીના બે હિસ્સા થઈ ગયા હતા. તેજ પ્રમાણે હઝરત ઈમામ શાહ બાવાની આ મહાન કરામત છે. હોડીવાળા તેમજ તેમાં બેઠેલા બધાજ માણસો ઈમામ શાહ બાવાના પગ ચુમવા લાગ્યા. અને બધા પવિત્ર કલમએ હક લાઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ પઢી સતપંથમાં દાખલ થયા. જે જગ્યાએ ગાડી ચાલી પાણીના બે હિસ્સા થઈ ગયા હતા તે જગ્યાને આજે પણ "ફાટા" કહેવામાં આવે છે.

અહમદાબાદ થી રવાના થઈ હઝરત ઈમામ શાહ બાવા અને તેમના સાથીદારો બધાજ અહમદાબાદથી લગભગ બાર[૧૨] માઈલ દૂર આવેલ ગીરમથા ગામે આવ્યા. અને મુકામ કર્યો. આ વખતે ઈમામ શાહ બાવાએ હાઝરબેગને જણાવ્યુ કે આપ ગામમાં જઈ બળદો માટે ઘાસ લઈ આવો. હઝરત હાઝરબેગને ગામમાંથી ઘાસનું એક તરણુંય ન મળ્યુ. કેમકે અહીંયા ત્રણ ચાર વરસથી દુષ્કાળ પડેલ હતો. છેવટે હાઝરબેગ ગીરમથાના પટેલ પાસે આવ્યા અને ઘાસ માટે જણાવ્યુ. હઝરત હાઝરબેગનો નૂરાની અને ખુબસૂરત ચેહરો જોઈ પટેલે હાઝરબેગની ઘણીજ ઈજ્જત કરી. અને આદરભાવ વ્યક્ત કર્યો અને આજીજી પૂર્વક અરજ કરી : કે અય ખુદાના ખાસ દોસ્ત ! અહીં તો ત્રણ ચાર વરસ થી દુષ્કાળ પડે છે. અમારી પાસે અનાજ તેમજ ઘાસ બિલકુલ નથી. અમારા માણસો તેમજ અમારા જાનવરો પણ ઘણાજ તકલીફમાં છે. તમો અલ્લાહ પાસે દુઆ માંગો કે અમારી તકલીફ દૂર થાય. ગામના બધા માણસો અને હાઝરબેગે હઝરત ઈમામ શાહ બાવા પાસે આવી દુઆ કરવા જણાવ્યુ. હઝરત ઈમામ શાહ બાવા ગામના માણસોની તકલીફ જોઈ હાથ મુબારક આસ્માન તરફ ઉંચા કરી કુરઆન શરીફની આયતો પઢી. તકલીફો દૂર કરવા ખુદા તઆલા પાસે દુઆ કરી. થોડીક મીનીટો પણ વિતી નહોતી કે આસ્માન ઊપર એક પાણીથી ભરેલુ વાદળ ઘેરાએલુ જોવામાં આવ્યુ. અને થોડીકવારમાં ચારે તરફ પાણીની ધારાઓ વરસવા લાગી. ચારે તરફ પાણીની નદીઓ ઉભરાવવા લાગી. થોડાકજ દિવસોમાં આ વરસેલ પાણીથી જમીનમાં ઘાસ પણ ઉગી નિકળ્યુ. આવી જાતની જબરદસ્ત કરામત જોઈ ગામના લોકો હેરાન થઈ ગયા અને પવિત્ર કલમો પઢી સતપંથથી મુશર્રફ થયા. પછી ગામના લોકોએ હઝરતને અહીંયાજ રહેવા જણાવ્યુ પરંતુ ઈમામ શાહ બાવાએ કહ્યુ અમે ત્યાંજ મુકામ કરીશું જ્યાં અમારૂ ફેંકેલુ તીર પડશે એમ કહી હઝરત ઈમામ શાહ બાવાએ એક તીર ગીરમથા થી પશ્ચીમ તરફ ફેંકયુ તે તીર જે જગ્યાએ આજે હઝરત પીર ઈમામ શાહ બાવાની પવિત્ર કબર શરીફ છે તે જગ્યાએ આવી પડ્યુ. હઝરત હાઝરબેગને તીરની તપાસ કરવા રવાના કર્યા. હાઝરબેગે પાછા આવી જણાવ્યુ કે ઈમામ શાહ બાવાએ ફેંકેલ તીર જ્યાં આગળ પડયુ છે ત્યાં એક ભયાનક જંગલ છે અને એક શેર અને શેરની (વાઘ અને વાઘણ) બેઠેલા છે. હઝરત પીર ઈમામ શાહ બાવાએ જવાબ આપ્યો તમો બધી હકીકત ખરી કહો છો કેમકે તે જગ્યા ખુદા તઆલાએ મારી માટે મુકર્રર કરી છે નાપાકી ના થાય એટલા માટે વાઘ અને તેની માદા વાઘણ તે જગ્યાની ચોકી કરી રહ્યા છે. ત્યાર પછી ગામના બધા અનુયાયીને વસીયત કરી હાઝરબેગ તથા બીજા સેવકો સાથે જ્યાં તીર પડેલુ હતુ ત્યાં રવાના થયા તો હઝરત પીર ઈમામ શાહ બાવાને જોતાની સાથેજ વાઘ અને વાઘણે અદબ બજાવી જંગલ તરફ ચાલવા માંડયુ. હઝરત ઈમામ શાહ બાવાએ આ જગ્યાએ મુકામ કર્યો. તેથીજ આ જગ્યાનું નામ "પીરાના" મશહૂર થયુ. "પીર + આના = પીરાના."

એક વખત ગુજરાતના હિન્દુ ભાઈઓનો એક મોટો સંઘ કાશીની જાત્રાએ જઈ રહ્યો હતો. ઈત્તેફાકથી આ સંઘે ગીરમથા ગામે મુકામ કર્યો. આ સંઘના માણસોએ હઝરત ઈમામ શાહ બાવાની કરામતની ઘણી વાતો સાંભળી એટલે સંઘના બધા માણસો હઝરતના દર્શનાર્થે પીરાણા આવ્યા. સંઘના આટલા બધા માણસોને જોઈ હઝરત ઈમામ શાહ બાવાએ પુછ્યુ : તમે બધા ક્યાં જઈ રહ્યો છો ? સંઘના માણસોએ જણાવ્યુ કે અમો સર્વો કાશીની જાત્રાએ જઈ રહ્યા છીએ. હઝરતે જણાવ્યુ "મન ચંગા તો કથરોમેં ગંગા" તમને બધાને અહીંજ કાશીની જાત્રા કરાવી આપુ તો કેમ ? સંઘના માણસોએ જવાબ આપ્યો અમોને અહીંયા જ જાત્રા કરાવી આપશો તો તમારી ઘણીજ મહેરબાની થસે. કેમકે કાશીનો રસ્તો ઘણો લાંબો છે તેની સફર મહીનાના મહીનાઓની છે. અને તેમાં પણ ઘણી તકલીફો સમાએલી છે. અમારી સાથે નાના બાળકો પણ છે. તમો અહીં કાશીની જાત્રા કરવાશો તો અમો સર્વો સંઘના માણસો તમારા શિષ્યો બની જઈ તમોને અમારા ગુરૂ (પીર) તરીકે અપનાવીશુ. હઝરત ઈમામ શાહ બાવાએ જણાવ્યુ કે તમો સર્વો આજની રાત અહીં રહો તો કાલે આગળ જઈશુ.

હઝરત ઈમામ શાહ બાવાના હુક્મ પ્રમાણે બધા માણસોએ પીરાણામાંજ મુકામ કર્યો સવારે ઉઠતાજ સંઘના માણસો પીરાણામાં નહી પરંતુ કાશીમાં જણાયા. સંઘના બધા માણસોએ ગંગાસ્નાન કર્યુ. દેવદર્શન કર્યા અને કાશીના નામની જે હુંડી હતી તેના રૂપિયા પણ વટાવી લિધા. બ્રાહ્મણોને ખાવાનું પણ ખવડાવ્યુ તમામ ધાર્મીક ક્રિયાઓ કરી રાત પડતા સંઘના બધા માણસો આરામ કરવા સુતા બધાજ માણસો સુઈ ગયા સવારે કાશી નહીં પીરાણામાં આંખ ખુલી.

આ અજબ કરામત જોઈ સંઘના બધાજ માણસો કલમાએ હક્ક લાઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ પઢી સતપંથથી પાવન થયા. પછીથી સંઘના કેટલાક માણસોએ કાશી કાગળ લખી જવાબ મંગાવ્યો કે અમો બધા સંઘના માણસો કાશી ફલાણા દિવસે આવ્યા હતા કે નહીં ? ત્યાંથી જવાબ મળ્યો કે હકીકત બધી ખરી છે. તમો કેમ જવાબ મંગાવો છો તે અમારી સમજમાં નથી આવતુ. તમારા દિમાગ તો નથી બગડયાને ? સંઘના બધા માણસો પવિત્ર સતપંથમાં દાખલ થયા અને તેમની જનોઈઓ ઉતારી જેનું વજન બરાબર સવામણ હતુ તેને એક જગ્યાએ રાખી જેનું નામ "જનોઈ" જગ્યા રાખવામાં આવ્યુ. આજે પણ સાધારણ માણસને જોઈ ખ્યાલ આવી શકે છે કે જનોઈનું વજન સવામણ હોય તો તેના પહેરનાર માણસોની સંખ્યા કેટલી હશે. તેને જોઈ શિર્ક કરવાવાળા માણસો ઈબરત હાંસલ કરી શકે અને પોતાના ગુનાહોની તૌબા કરે છે. આજે પણ તે જનોઈઓને જોઈ કેટલાક નવા માણસો સતપંથમાં દાખલ થઈ મુક્તીનો સાચો માર્ગ અપનાવે છે.

એક વખત ગુજરાતના સુલ્તાન મેહમુદ બેગડા હઝરતની મુલાકાતે પીરાણા આવ્યા. કરામતો જોઈ હઝરત ઈમામ શાહ બાવાવે જણાવ્યુ કે મારી એક અરજ છે કે મારી શાહઝાદી બુઝુર્ગ ખાતુનની શાદી તમારા ફરઝન્દે નેક આરઝુમન્દના લગ્ન મારી દિકરી સાથે કરો તો મને ઘણીજ ખુશી થશે. ત્યાર પછી હઝરત નૂરમુહમ્મદ (રહમતુલ્લાહ અલયહ) ના લગ્ન શાહઝાદી બુઝુર્ગ ખાતુન સાથે થઈ ગયા.

હઝરત પીર ઈમામ શાહ બાવાએ પોતાની હયાતીમાંજ દરગાહ શરીફ તૈયાર કરાવી જે આલીશાન અને ભવ્ય શાનદાર દરગાહને જોવાથી આજે પણ અંદાઝો લગાવી શકાય છે કે લાખો રૂપિયાના ખર્ચે આ દરગાહ બની હશે. દરગાહ બનાવતા હતા તે વખતે હઝરત ઈમામ શાહ બાવા દરગાહથી દક્ષિણમાં આવેલ 'નગીના ઘુમટી' માં બેસી તમામ દરગાહનું કામકાજ કરવતા હતા. મજૂરોને મજૂરી અહીંથીજ આપતા હતા.

એક વખત એક મજૂરે જોયુ કે હઝરત પીર સાહેબ એમની બેસવાની ગાદી નીચેથી તમામ મજૂરોને દામ ચુકવે છે તેણે રાતમાં આવી ગાદી નીચેથી બધી જમીન ખોદી નાખી. કારણ કે તેને લાગ્યુ કે આ ગાદી નીચે બધા રૂપિયા દાટવામાં આવ્યા છે. તે મજૂર ખોદતા ખોદતા થાકી ગયો પણ કોઈ ચીઝ (રૂપિયા) હાથ

નહીં આવતા તેણે તે જગ્યાની માટી હતી તેવી કરી નાંખી. સવાર પડતા કામકાજ શુરૂ થયુ. ચોર મજૂર પણ હાજર થયો. સાંજના ઈમામ શાહ બાવાએ મજૂરીના નાણાં ચુકવવા માંડયા ચોર મજૂરનો મજૂરીના પૈસા લેવાનો વારો આવતા હઝરત ઈમામ શાહ બાવાએ તે ચોર મજૂરને ડબલ મજૂરીના પૈસા ચુકવ્યા ચોર મજૂરે જણાવ્યુ કે હઝરત આપ સાહેબની ભૂલ થાય છે. મને મજૂરીના નાણા ડબલ મળ્યા છે પીર ઈમામ શાહ બાવાએ જણાવ્યુ કે મારી ભુલ નથી તે રાતના પણ ઘણી મજૂરી કરી છે. આ કરામત જોઈ બધાજ મજૂરો હેરાન થઈ ગયા. અને સતપંથથી પાવન થયા.

હઝરત પીર ઈમામુદ્દીન (રહમતુલ્લાહ અલયહ) ની ભવ્ય અને આલીશાન દરગાહમાં પુરાણી ઈરાની નકશીવાળુ અનોખી ઢબનું કામ જોવામાં આવે છે. દરગાહની ઊપર સોનાના મોટા કળશો શોભાયમાન છે. દરગાહના દરવાઝા ચાંદીના બનાવવામાં આવેલા છે. દરગાહમાં બે કબરોની વચમાં હઝરત પીર ઈમામ શાહ બાવાની કબર છે. તેની પશ્ચીમ તરફ હઝરત નૂરમુહમ્મદશાહ (રહમતુલ્લાહ અલયહ) તે ઈમામ શાહ બાવાના ફરઝન્દ (પુત્ર) ની કબર છે અને પૂર્વમાં બીબી "ફાતિમા" હઝરત ઈમામ શાહ બાવાના પવિત્ર પત્નિની કબર છે.

દરગાહમાં કિંમતી અકિકો અને સોના ચાંદીનું ઘણુ કામ છે. તે ઘણુંજ આકર્ષક છે. દરગાહની દિવાલોનું કામ ઘણુંજ જોવા લાયક છે. તેનું કામ આગ્રાના તાજમહલ સાથે મળતુ આવે છે. સેંકડો વરસો થયા આ દરગાહની દિવાલો કોઈ પણ જાતના મસાલાથી ધોવામાં આવતી નથી. છત્તા અત્યારે પણ કાંચની માફક તેમાં ચળકાટ માલૂમ પડે છે. અને તેમાં પ્રત્યક્ષ મોઢુ દેખાય છે. જેનું વર્ણન ઘણા ઈતિહાસકારોએ કરેલુ છે. કેટલાક યુરોપીયન મુસાફરોએ આ રમણીય દરગાહના ફોટાઓ લીધા છે. દરગાહની પૂર્વ દિશામાં કાકાઓની કચેરી તથા ઊપર ગાદીના મોટા મકાનો આવેલા છે. જેમાં હજારો માણસો આરામથી રહી શકે છે. નીચે કોઠારખાનું, બાવરચી ખાનું છે. સેવકોને રહેવા જમવાના મોટા મોટા મકાનો છે. તેની સાથે હઝરત પીર ઈમામશાહ બાવાનો ઢોલીઓ (પલંગ) આવેલો છે. તે પણ સેંકડો વરસ જુનું મકાન છે. અને તે શાહી દરબારની યાદ આપે છે.

દરગાહની પશ્ચીમે એક ભવ્ય મસ્જિદ પણ આવેલી છે. તે મસ્જિદ પણ પેહલાના ઈમાનદાર પરહેજગાર કાકા અબ્દુર રહીમે સન ૧૧૦૦ માં બનાવેલી છે. આ મસ્જિદમાં એક સાથે સેંકડો માણસો નમાઝ પઢી શકે છે. વરસમાં બે વખત ત્યાં ઈદની શાનદાર નમાઝ થાય છે. તેમાં અહીંયાના ગાદીવાલા કાકા સાહેબને પણ હાજર હોય તો નમાઝ પઢવા આવવું પડે છે.

આ મસ્જિદની બાજુમાં જે એક ઈમારતમાં ઈમામવાડો આવેલો છે તેમાં દર મોહર્રમ માસમાં મજલીસો વિગેરે પઢવામાં આવે છે. ઝરી (તાજીયા) મોહર્રમ દરમ્યાન બનાવવામાં આવે છે. દરગાહ શરીફ તરફથી તમામ જાતનું ખર્ચ આપી આ મોહર્રમના દશ દિવસ શાનદાર રીતે ઉજવવામાં આવે છે.

દરગાહનાં કંપાઉન્ડ ની બહાર "ગંગ કુવો" પણ આવેલ છે. તે પણ હઝરત ઈમામ શાહ બાવાની કરમાતોની પ્રત્યક્ષ સાક્ષી આપી રહેલ છે.

સેવકો તરફથી દર વરસે દશાંશ અને વિશાંશના હજારો રૂપિયા ઈમામ શાહ બાવાને ત્યાં આપવામાં આવે છે. દરગાહની હજારો વિઘા જમીન પણ આવેલી છે. તેની પણ આવક સારી રીતે આવે છે. રોજામાં બાધા-માનતાની પણ સારી આવક છે. સદર આવકમાંથઈ ઈમામ શાહ બાવાના વંશજો (સૈયદો) ને હક્કો સલીયાણા, માહવારી, શાદી, મૌત, બિસ્મિલ્લાહ વિગેરે પરચુરણ હક્કો આપવામાં આવે છે અને કોઠાર તથા સદવૃત વિગેરે ચાલે છે. ગામ લોકોને મશીનથી પાણી પુરૂ પાડવામાં આવે છે.

હઝરત પીર ઈમામ શાહ બાવાની ગાદીવાલાને કાકા કેહવામાં આવે છે. તેને બાળ-બચ્ચા કોઈ હોતુ નથી તેને સુન્નતે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મુજબ દાઢી વિગેરે રાખવી પડે છે. ભઘવા ફેંટો વિગેરે પહેરવા પડે છે.

*હઝરત ઈમામ શાહ બાવાને એક પત્ની હતા. અને તેમનું નામ બીબી ફાતીમા હતુ. અને તેમને ચાર પુત્રો અને એક પુત્રી હતી. તેમના નામ નીચે પ્રમાણે છે.*

*(૧) સૈયદ મુહમ્મદ શાહ (નૂર અલી મુહમ્મદ શાહ) જેમની દરગાહ ઈમામ શાહ બાવાની કબરની પશ્ચીમે આવેલ છે.*

*(૨) સૈયદ મુહમ્મદ બાકિર શાહ તેમની દરગાહ અહમદાબાદ સારંગપુર ચાર ટોળા કબ્રસ્તાન સામે આવેલી છે. તે દરગાહનો વહીવટ અહમદાબાદના નૂરશાહી જમાતના સેવકો કરે છે.*

*(૩) સૈયદ મુહમ્મદ નિઝારશાહાની દરગાહ શહેર ખંભાતમાં નારંગેસર તળાવ ઊપર આવેલી છે. તેમના સેવકો મુસલ્માન, કુંભાર, ગોલા, કાછીયા, કડીયા વિગેરે માણસો આ દરગાહ ઊપર આવે છે.*

*(૪) સૈયૈદ મુહમ્મદ ખલીલ શાહ જેમની દરગાહ ગુજરાતના કડી પ્રાંતમાં પાટણ શહેરમાં આવેલી છે. તેમનો ઉર્સ રજબ મહિનાની ૧૫ તારીખે થાય છે. તેમના સેવકો કંદોઈ, ભાવસાર મોઢ ઘાંચી વિગેરે છે.*

*(૫) બીબી અઝીઝા તેમને કોઈ ઔલાદ નથી.*

*હઝરત ઈમામુદ્દીનના એક ફરઝન્દ નૂરઅલી મુહમ્મદ શાહને ત્રણ બીબીઓ હતી. તેમના નામ નીચે પ્રમાણે છે.*

*(૧) બીબી બુઝુર્ગ બેગમને ૯ પુત્રો અને ૬ પુત્રીઓ હતી. તેમના ફરઝન્દ સૈયદ શહાબુદ્દીન અને સૈયદ મુસ્તફા, અને સૈયદ અલી શેર, બીબી રાજે આલમ વિગેરે છે. સૈયદ શહાબુદ્દીન અને સૈયદ મુસ્તફા (રહમતુલ્લાહ અલયહ) ની ઔલાદના સૈયદો જલાલશાહી સૈયદો તરીકે ઓળખાય છે.*

*(૨) બીબી પરમાબાળએ એક ફરઝન્દ હતા એને તેનું નામ સૈયદ ખાન મુહમ્મદ હતુ. તેમના વંશજો સૈયદખાની નામના સૈયદો થી ઓળખાય છે. તેમની દરગાહ પીરાણામાં આવેલી છે.*

*(૩) બીબી જમાલબાઈને એક ફરઝન્દ હતા. સૈયદ અલી. જેઓ નાની વયમાં ગુજરી ગયા હતા.*

*હઝરત પીર ઈમામુદ્દીન (રહમતુલ્લાહ અલયહ) ની વફાત હિજરી સન. ૯૧૯ માં પીરાણામાં થએલી છે. તેમનો ઉર્સ શરીફ રમઝાન શરીફની ૨૬ તારીખે ઘણીજ ધામધુમથી ઉજવવામાં આવે છે. તેમાં ભાગ લેવા હઝારોની સંખ્યામાં દૂર દૂરથી અનુયાયીઓ પીરાણામાં આવે છે. ઉર્સ સિવાય પણ વર્ષમાં બાર મહિનામાં બીજ, ગોકુળ આઠમ, ધરો આઠમ, ભાદરવા સુદી ૧૧ ને વિગેરે દિવસોએ અહીં મેળા ભરાય છે.*

**હઝરત પીર ઇમામ શાહ બાવાની દરગાહની ગાદી ઊપર થઈ ગચેલ કાકાઓના નામ નીચે પ્રમાણે છે.**

*(૧) શાણા કામા (૨) કાકા શેર મુહમ્મદ*
*(૩) કાકા અબ્દુલ્લાહ (૪) કાકા ઈબ્રાહીમ*
*(૫) કાકા રહીમ (૬) કાકા કરીમ મુહમ્મદ*
*(૭) કાકા શામદ (૮) કાકા હસન*
*(૯) કાકા રહીમ (૧૦) કાકા રોજ મુહમ્મદ*
*(૧૧) કાકા નૂર મુહમ્મદ (૧૨) કાકા ભુલા*
*(૧૩) કાકા પોચા (૧૪) કાકા પ્રાગજી*
*(૧૫) કાકા નથુ (૧૬) કાકા દિપા (અબ્દુર રહીમ)*
*(૧૭) કાકા મનજી (૧૮) કાકા નથ્થુ*
*(૧૯) કાકા નાનજી (૨૦) કાકા શામજી*
*(૨૧) કાકા નથ્થુ (૨૨) કાકા પેથા*

(૨૩) કાકા નથ્થુ (૨૪) કાકા કરમસી
(૨૫) કાકા લખમણ (૨૬) કાકા રામજી (મરણ - ૧૯૬૯)
(૨૭) કાકા સવજી રામજી (૨૮) કાકા કરશન સવજી (વર્તમાન કાકા)

હઝરત પીર ઈમામ શાહ બાવાની ગાદી ઊપર જણાવેલ ૨૬ કાકાઓ ગાદીનો વહીવટ કરનાર થઈ ગયેલા છે અને દરગાહનો તમામ વહીવટ કરી તેમના ઔલાદના સૈયદોને હક્કો આપવા સતપંથીઓને બોધ આપવું વિગેરે જણાવેલ કાર્યો કાકાઓ કરે છે.

## નાયા કાકા ઉર્ફે નાયા નસીરૂદ્દીન (રહમતુલ્લાહ અલયહ)

નાયા ભીલ જાતીના હતા અને તે લુંટારૂઓના સરદાર હતા. હઝરત પીર ઈમામુદ્દીન સાહેબે અહમદાબાદથી ગીરમથા તરફ બળદગાડીમાં રવાના થયા તે વખતે ગાડી લુટવા આવેલા. નાયાએ જ્યારે હઝરત ઈમામ શાહ બાવાની ગાડી રોકી તો તેમણે નાયાને જણાવ્યુ : અય લુટેરાઓના સરાદર ! તૂ આ પ્રમાણે ગુનાહો કરે છે અને લોકોનો માલો દૌલત લુટે છે તો તારા આ ગુનાહીત કાર્યોમાં તારા ઘરવાળા સાથ આપશે ? કે તૂ એકલો લુટ કરી ગુન્હો કરે છે. તેના બદલામાં તારો કોઈ સાથ આપનાર નથી. તારા બાલ બચ્ચાઓને પુછ કે તે કરેલા ગુનાઓમાં તને સાથ આપશે કે નહીં. હઝરતના પવિત્ર શબ્દો સાંભળી નાયાએ જણાવ્યુ કે તમારે મને ઘેર મોકલી અહીં થી ચાલ્યા જવુ છે. હૂં એવો બેસમજ નથી કે અહીંથી ચાલ્યો જાઊ. તેમણે જણાવ્યુ કે અય લુટેરાઓના સરદાર ! હૂં અહીંથી કદી નહીં જાઉં.

નાયા કાકા ઈમામ શાહ બાવાના શબ્દો ઊપર ભરોસો કરી ઘેર જઈ બાલ બચ્ચાઓને તેણે પુછ્યુ કે હૂં જે લુટ કરી માલ સામાન લાવુ છૂં અને તેનો જે ગુન્હો થાય છે તમે આ ગુનાહમાં ભાગ લેશો કે નહીં ? બાલ બચ્ચાઓએ જણાવ્યુ : અમો ગુનાહમાં ભાગ નથી લઈ શકતા. જે કરે તે ભોગવે. તમે જેવુ લાવો છો તેવુ અમે ખાઈએ છીએ.

આવી જાતની કરામતથી નાયામાં બુરૂં ભલુ સમજવાની શક્તિ પૈદા થઈ ગઈ. કરેલા ગુનાઓનો પશ્ચાતાપ કરતો કરતો પાછો આવ્યો. જુવે છે તો હઝરત ઈમામ શાહ બાવા ગાડીમાં બેઠેલા છે. તેને ખયાલ આવ્યો કે મહાપુરૂષોને મારા જેવા સેંકડો લુટેરા આવે તો પણ તેમને નુકસાન નથી પહોંચાડી શક્તા પછી તે હાથ જોડી હઝરત ઈમામ શાહ બાવાનો મુરીદ બની કલેમાએ હક્ક લાઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રરસૂલુલ્લાહ પઢવા લાગ્યો. અને સતપંથમાં દાખલ થયો.

ઘેર જઈ પોતાના બાલ બચ્ચાઓને લઈ આવી તેમને કણ સતપંથથી પાવન કર્યા. નાયાનું બધું કુટુંબ સતપંથી બની ગયુ. અને નાયાને બુઝુર્ગીનો ખીતાબ ‘કાકા’ આપવામાં આવ્યો. નશીરૂદ્દીનથી સંબોધવામાં આવ્યા. શિનોર તાલુકાના કુકશ ગામમાં જઈ ત્યાંના લોકોને સતપંથ સમજાવવા લાગ્યા.

નાયા કાકાની વફાત મોહર્રમ તારીખ ૩ જી એ થઈ તેમની દરગાહ કુકશ ગામમાં છે. આ શિનોર તાલુકાનું એક ગામ છે. શ્રીમંત મહારાજા ગાયકવાડ તરફથી દરગાહની દિવા બત્તી માટે ૭૦૦ વિઘા જમીન આપવામાં આવેલ છે. ભાદરવા સુદી ૨ ને દિવસે અહીં ભારે મેળો ભરાય છે.

## હઝરત હાઝર બેગ

હઝરત હાઝર બેગનું અસલ નામ મિરઝા અબ્દુલ રહીમ છે. અને તેમનો ઈલ્કાબ હાઝર બેગ છે. તેઓ બાદશાહઝાદા છે. તેઓ ઈરાન તરફના રહેવાશી જણાય છે. કેમકે ‘બેગ’ ખિતાબ ઈરાન દેશમાં સારા રહીસો અને ઉમરાવોને આપવામાં આવે છે. તે ઊપરથી અંદાઝો લગાવી શકાય છે કે તે ઈરાનના બાદશાહના છોકરા છે.

હઝરત શાહ ઈમામુદ્દીન (રહમતુલ્લાહ અલયહ) ની કરામત અને રૂહાનિય્યત જોઈ હાઝરબેગે પણ ફકીરી ઈખ્તિયાર કરી લીધી. અને હઝરત ઈમામ શાહ બાવાની સાથેજ પોતાની ઝિન્દગી ગુઝારવાની

અરજ કરી. ત્યાર પછી ઈમામ શાહ બાવાએ આપને પોતાની સાથે મદદગાર તરીકે સાથમાં રાખ્યા અને થોડાક સમય પછી પોતાના શિષ્ય (ખલીફા) બનાવી ખિલાફતનો લીબાસ અર્પણ કર્યો.

હઝરત પીર ઈમામ શાહ બાવાની જ્યારે વફાતનો વખત નજીક આવ્યો ત્યારે નાયા કાકા, ભાભારામ, હાઝરબેગ, અને કીકીબાઈ વિગેરેને બોલાવ્યા. અને જણાવ્યુ કે તમો સાચા સતપંથી (ઈમાનદાર) છો. મારા સાચા મદદગાર તરીકે તમે સાથ આપ્યો છે. તે બદલ ખુદા તઆલા તેનો બદલો તમને જરૂર આપશે. હવે હું થોડાકજ સમયમાં આ ફાની દુનિયા ત્યજી જનાર છૂં. અને તમો સતપંથ પ્રચાર ચાલુ રાખશો. કુદરત તમોને તેમાં જરૂર કામયાબી આપશે. ઈમામ શાહ બાવાએ હાઝરબેગને જણાવ્યુ કે મારી વફાત પછી થોડાક ટાઈમ પછી તમો પણ ખુદાની રેહમતમાં પહોંચશો. તમારી કબર શરીફ મારી દરગાહથી થોડાકજ કદમ ઊપર બનાવવામાં આવશે. કડકમાં કડક સૂર્યની ધુપ પડશે પણ તમારી કબર બિલકુલ ઠંડીજ રહેશે. અને મારી દરગાહની ઊપર ફુલ, ફાતેહા કરનાર દરેક શ્રધ્ધાળુ પહેલા તમોને ફુલ વિગેરે ચળાવી પછી મારી દરાગહ ઊપર આવશે.

હઝરત ઈમામ શાહ બાવાના જણાવ્યા પ્રમાણે થોડાક સમય પછી હાઝર બેગ વફાત પામ્યા અને તેમની કબર ઈમામ શાહ બાવાના રોજાના શેહનમાં છે. આજે પણ દરગાહ ઊપર આવનાર માણસો પેહલા હાઝરબેને ફુલ વિગેરે ચળાવી પછી હઝરત ઈમામ શાહ બાવાની દરગાહ ઊપર આવે છે. આજે પણ સૂરજની સખ્તમાં સખ્ત ગરમી હોય છે છત્તા પણ કબર બિલકુલ ઠંડી રહે છે. આ કરામત આજે પણ હાઝરબેગની કબરમાં જોવામાં આવે છે.

## હઝરત ભાભારામ સાહેબ (રહમતુલ્લાહ અલયહ)

ભાભારામનું અસલ નામ 'રામજી' છે. તેઓ કસ્બે પેટલાદના રહીશ હતા. અને જાતે પટેલ (પાટીદાર) હતા. હઝરત પીર ઈમામુદ્દીન (રહમતુલ્લાહ અલયહ) ની કરમાતોની તાઅરીફ સાંભળી એક વખત ઈમામ શાહ બાવાની સેવામાં હાઝર થયા અને ઘણાજ ખુશ થયા. અને જણાવ્યુ કે અય વલિયુલ્લાહ ! (એટેલે કે અય અલ્લાહ ના દોસ્ત) હું આપની મારફત ખુદાની બારગાહમાં મકબુલ થવા ચાહું છૂં. ત્યાર પછી હઝરત ઈમામ શાહ બાવાએ તેમને પોતાના શિષ્ય બનાવી કલેમાએ હક્ક લાઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ પઢાવી સતપંથમાં દાખલ કર્યા. તેમણે ખુદાને ઓળખવા ઘણોજ રીયાઝ (ભક્તિ) કર્યો. થોડાક સમયમાં ભાભારામ પુરા જ્ઞાની બની ગયા. અને મહાપુરૂષના દરજે પહોંચી ગયા. ઈમામ શાહ બાવાએ તેમને નસીહત વસીહત કરી સતપંથ પ્રચાર્થે ચરોતર તરફ રવાના કર્યા. ભાભારામે હયાતી સુધી આ જીલ્લામાં સતપંથ પ્રચાર કર્યો અને ત્યાંજ નડીઆદ તાલુકાના 'દેવા' ગામમાં વફાત પામ્યા. આ ગાદી પણ પીરાણા દરગાહની એક શાખા ગણવામાં આવે છે.

## હઝરત કીકી બાઈ સાહેબ

કીકી બાઈ સાહેબ પણ ભાભારામ સાહેબની બહેન છે. ભાભારામે સતપંથ પ્રચાર કર્યા તેમાં દાખલ થએલા સતપંથીઓમાં કીકી બાઈ સાહેબનો પહેલો નંબર છે. સતપંથમાં દાખલ થયા પછી હઝરત પીર ઈમામ શાહ બાવાની સેવામાં પણ ઘણાજ દિવસો ગુજારી ફાયદો ઉઠાવ્યો. હઝરત ઈમામ શાહ બાવાએ જણાવ્યુ કે તમો એક નવું ગામ વસાવો અને ત્યાં રહો. કીકી બાઈ સાહેબે 'રોણ' નામનું એક ગામ વસાવ્યુ અને ત્યાં રહી સતપંથ પ્રચાર કરવા લાગ્યા. અને થોડાક સમયમાં અસંખ્ય ભાઈ બહેનો સતપંથમાં દાખલ થયા તેઓની વફાત 'રોણ' માં થઈ. આ ગાદી પણ પીરાણા દરગાહની એક શાખા ગણવામાં આવે છે.

**: પ્રકાશક :**

**ઇમામ શાહી સાદાત કમિટી, પીરાણા.**